जैन गायन संग्रह

४०

श्री वितरागायनमः ॥

नवीन

# श्री जैन गायन संग्रह.

## ભાગ પહેલો.

( જેની અંદર ખાસ બનાવેલાં તથા ચુંટી કાઢેલાં ગાયનનો સમાવેશ કર્યો છે. )

શ્રી પોરબંદર લોકાગચ્છ જ્ઞાનવર્ધક જૈન શાળા માટે
બનાવનાર તથા છપાવી પ્રગટ કરનાર,


## કપુરચંદ વાલજી—કંદોઈ.

પોરબંદર.



આવૃતી ૧ ]    પ્રત ૧૦૦૦    [ સંવત ૧૯૫૭

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં
મોતીલાલ શામળદાસે છાપી.

કીમત રૂ ૦—૨—૦ બે આના.

॥ श्री वितरागायनमः ॥

श्री नवीन

# श्री जैन गायन संग्रह.

## भाग १.

( जेनी अंदर खास बनावेलां तथा चुंटी काढेलां गायननो समावेश कर्यो छे. )

श्री पोरबंदर लोंकागच्छ ज्ञानवर्धक जैन शाळा माटे

बनावनार तथा छपावी प्रगट करनार.

**कपुरचंद वालजी—कंदोई.**

पोरबंदर.



आवृती १ | प्रत १००० [ संवत् १९५७

श्री अमदावाद—युनियन प्रिन्टिंग प्रेस कंपनी लीमीटेडमां मोतीलाल शामळदासे छापी.

कीमत रु ०—२—० बे आना.

શ્રી નવીન

જૈન ગાયન સંગ્રહની

આ બુકમાં પોરબંદરના ચોમાસી
પુજ્ય રખ શ્રીમેગજી રામચંદ્રજીએ જે
કાંઈ યોગ્ય સુધારો તથા વધારો કરવા સુચના
કરી, જે અમુલ્ય મદદ કરેલી છે તે માટે
મારા ખરા અંતઃકરણથી
તેમનો આભાર
માનું છઉં.

પોરબંદર
સંવત ૧૯૬૬ના આસો સુદ ૧

લી૦ સેવક.
K. V. Kandoi.

---

# પ્રસ્તાવના.

આ આધુનીક સમયમાં ધર્મની હીણતા થતી જાય છે. જૈન ભાઈઓએ સ્વધર્મ અભીમાન રાખવું જોઈએ પરંતુ તેમ નહિ થતાં આજકાલ કળી કાળના પ્રભાવથી દબાઈ જઈ મનુષ્યો ધર્મ વિષય મુકી દઈ આડે રસ્તે જેવાં કે ગાન, તાન, અને નાટક એવા પ્રયોગો ઉપર વિશેષ પ્યાર રાખનાર મનુષ્યો દોરાય છે.

મનુષ્યો, જેમને નાટકનાં ગાયનો પ્રીય લાગે છે અને જે ગાઈ દીલ ખુશી કરે છે તેને બદલે ધર્મગુણ ગાઇ દીલને ખુશી કરે તો કેવું સારૂં? એ ભાવાર્થથી જ નાટકના રાગોમાં આ બુકની અંદરનાં ગાયનો બનાવી, શોધી, નામ આપી, જૈન સમુહની વચ્ચે મુકવા મારી ઉત્કંઠા થઇ અને તે ધર્મ પ્રતાપે પાર પડી.

મારો વિચાર વિદ્વતા દર્શાવવા અથવા મારૂં નામ જાહેર કરવાનો નથી જ પરંતુ પરોપકાર વૃત્તિથીજ આ બુકનું કાર્ય પુરૂ કરી બાહાર પાડી છે, સદરહુ બુકની થયેલી ઉપજમાંથી છપામણી કાગળ વીગેરે ખરચ બાદ કરી વધેલી રકમ શ્રી પોરબંદર લોકાગચ્છ જ્ઞાનવર્ધક જૈનશાળાના બાળકોને ધર્મ સંબંધી મળતાં જ્ઞાનમાં મદદ કરવા માટે આપવામાં આવી છે.

આ બુકમાં થયેલી ભુલચુક સુજ્ઞ જનોએ સુધારી વાંચવી. વાંચી જે કોઈ ગૃહસ્થ મને લખશે અને બીજી આવૃતિ છપાવવા વખત આવશે તો સુધારી છપાવીશ એ મારી નમ્ર વિનંતિ છે.

સેવક.

કપુરચંદ વાલજી—કંદોઇ.
પારેખ ચકલા રોડ—પોરબંદર.

# અર્પણ પત્રીકા.



શ્રી ગચ્છાધિપતિ પુજ્ય આચાર્યશ્રી ૬ ખુપચં ૦જી કલા- ખુચંદજી સુરીશ્વરજી માહારાજ શ્રીની પવિત્ર સેવામાં.

મુ૦ વડોદરા.

આપ ઉદાર અને દયાળુ દિલના માહારાજશ્રીના અથાગ ગુ-ની પ્રશંસા કરી શકતો નથી તો પણ આપ સદ્‌ગુણ સાગર વિવે-કવંત છો, આપને જીનેશ્વર પ્રભુજીએ આપેલ શહનશીળતા અને ગંભીરપણાના ગુણ બહુજ પ્રશંશા પાત્ર અને અભિવંદન કરવા યોગ્ય છે. આપનું પવિત્ર હૃદય ધાર્મીક સંસાકારોવડે વિભુષીત તેમજ જીને-શ્વર પ્રભુના અભિરૂચી યુક્ત તથા કઠણ હૃદયના મનુષ્યોને બોધ આપી અગણીત સ્ત્રી પુરૂશો બુઝવ્યા છે અને બુઝવો (તારો) છો. તે પ્રભાવે અને આપ ગુરૂશ્રીની કૃપાથી મારામાં જે ધાર્મીક તથા નીતીનાં બીજ રોપાયાં છે તેના ફળમય આ બુક સદ્‌ભાવથી આ-પને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું તે સ્વીકારવા કૃપા કરશો.

આપ પ્રત્યે ખરા દીલથી અને પ્રેમથી

પુજ્યભાવધારક

કપુરચંદ.

# શ્રી જૈન ગાયન સંગ્રહ-ભાગ ૧.

## સ્તુતિ.

હાં ગુરૂજી પ્યારા આ સહુ બાળ શીશનામે—ટેક.
શીશનામે વાહાલાં દુઃખ સહુ વામે......હાં૦

આપ સદ્દગુણી પ્યારા ગુરૂજી છો
અમ બાળકનું હીત કરનાર છો
આપ છો ગુણ ભંડાર..................હાં૦

ગચ્છપતી ગુરૂ સુખ પામજો
સઘળાં દુઃખ વિદારી અમ કર્મ કાપજો
નિરાધાર તણા આધાર................હાં૦

શુભ સુખ પામજો દુઃખ વામજો વાહાલાં
સર્વ જગે જશ પામજો પ્યારા
સત્ય સદ્દબુદ્ધિ દેનાર....................હાં૦

૧

પ્રણામ હોજો પ્રભુને મહારાજકું પ્રણામ
મહારાજકું પ્રણામહે જીનરાજકું પ્રણામ—પ્રણામ૦
પ્રથમ વિરપ્રભુકું મેં અરજ[1] કરૂં સાર
દુઃખકીમેં બાત[2] કહું કરીને પ્રણામ—પ્રણામ૦
મુજકો દુઃખ દેવે બહુ કર્મ[3] શત્રુ રાય
ઇનકો દુર કીજીએ કરૂં મેં પ્રણામ—પ્રણામ૦

---

૧ અર્જ. ૨ વાત. ૩ પાપ.

આપકો મેં ધ્યાન ધરૂ ઓર નહિ ધ્યાન
વંદન કરી નૃત્ય કરૂં   કરૂં બહુ પ્રણામ—પ્રણામ૦
કૃપા કરો મુજકો   પુરો મેરી આશ
દુશમનકો[1] દુર કરો   કરૂ નિત્ય પ્રણામ—પ્રણામ૦
શ્રી સંગકી આશા પુરો ગુન પદ્મદાસ
જૈન બાળક મંડળીકો  માનો બહુ પ્રણામ—પ્રણામ૦

૨

ધર્મવિચાર સફળ[2]ધાર અફળ[3] અવર*ના વિચાર
શું ગુમાન કર ગમાર.......................ધર્મ૦
ખુંદો શું ખાલી ઠકરાઇ ઠાલી,
ક્રુર[4] કાળે કર લીધો છે ઝાલી,
મિથ્યા માણી રહે મુઢ મુવાલી..............ધર્મ૦

૩

વિનતડી અવધાર જગતપતી વિનતડી અવધાર.
કાળ અનંતા આથડી આવ્યો આવ્યો તુમ દરબાર—જગત૦
લક્ષ[5]ચોરાશી ભવમાં ભટકયો તોએ પામ્યો ન પાર—જગત૦
નિશ્ચય કરી પ્રભુ આજ તો તમને જોયા છે તારણહાર—જગત૦
માટે કૃપાનિધી કરૂણા કરીને સુણો શેવકનો પોકાર—જગત૦
પ્રેમ નજરથી સામું જોતાં   થાયે કુકર્મ[6] ખુવાર—જગત૦
જેમ ભૂજંગમ[7] ભાગીને જાએ મોર દેખે તેણીવાર—જગત૦
શેશકળાથી સૂરજ[8] ઉગ્યે   નાસ્તિ પામે અંધકાર—જગત૦
તેવી રીતે પ્રભુ તમે મળ્યાથી રહેના કુકર્મ લગાર—જગત૦

---

૧ દુશ્મન. ૨ સારૂ ફળ. ૩ ફળ નહિ. * બીજા ૪ નિર્દય.
૫ લાખ ૬ પાપ ૭ મોટો સાપ ૮ સુર્ય

મોડાં વહેલાં અંતે સ્વામી    તારશો તમે નિરધાર—જગત૦
તો હવે શાને કારણ જીનજી    ઘણી કરો છો વાર—જગત૦
પ્રેમ નજરથી દીનદયાળુ    કરસ્યો[1] અમ ઉદ્ધાર—જગત૦
તુમ ચરણુએ શીશ નમાવી    નમીએ વાર હજાર—જગત૦
જૈન બાળકો પ્રીતે કરીને    વદે    વારમવાર—જગત૦
કરજોડી તમ પાસે માગે    આપો શિવ સુખસાર—જગત૦

૪

બાંનસી માઇ મેરા નેમકા હોગા
સબુ નારી પીયા[2] પાઈ મોકૂ આઈ જુદા જુદા (૨)
મેરા નેમ હૈ ગિરનાર ગિરરરરરરર..............માઈ૦
પ્રભુ રથકો ફીરાઈ શો તો પાઈ મુદા મુદા (૨)
પશુ કરી હૈ પુકાર પરરરરરરર..................માઈ૦
પ્રભુ પાસે દિક્ષા લઈ સુખદાઈ સદા સદા (૨)
હોનું ગજ મોક્ષ પાર પરરરરરરર..................માઇ૦
કલ્યાન નિધાન પાઈ મોકુ આઈ ખુશી ખુશી
જૈન બાળકું તારો તરરરરરરર....................માઈ૦

૫

સ્વપ્નામાં ઘેલાં શાને ભમે છે ભુલી ધરમમાં[3]
પ્રભુને હાથ બાજી ફોગટ ફુલેકાં પાજી;
જુઠી જંજાળ જોઈ જગમાં..............સ્વપ્નામાં૦
જન્મ્યું તે જાશે ચાલી, રહી જશે હાથે ખાલી;
રાખને પ્રીતી જૈન ધરમમાં..............સ્વપ્નામાં૦

---

૧ કરશો. ૨ પીયુ. ૩ ધર્મમાં.

ધર્મનું નાણું સાચુ, કામ અવર છે કાચું;
રાચું નાચું પ્રેમે રસીયા રંગમાં..........સ્વપ્નામાં૦

૬

સખી જાકે નેમ પ્યારે કું સમજાકે લાવેંગે
ઉસે તન કાલ કહે કે રીઝાકે લાવેંગે—સખી૦
મુખડાં તો બતલાકે મેરા મન લીયા હરી
યદુપતી નેમકો તુમ જલદી લાવેંગે—સખી૦
એક રતી ચેન નહિ તુમ બીના ઘડી
હાલ કહો પ્યારેસેં તુમ જલદી જાવેંગે—સખી૦
સબ માયા ફંદ છોડ કે ગિરનાર જામિલી
દિક્ષા લીએ આપ મુજકોભી દેવેંગે—સખી૦

૭

કિને દેખ્યા હમારા સ્વામિ સ્વામિ અંતરજામીરે—કિને૦
આઠ ભવનકી[1] પ્રીત પ્રકાશી નવમે ભવ શિવ ગામીરે—કિને૦
સહેસાવનકી કુંજ ગલનમે મળ્યા મુને અંતરજામીરે—કિને૦
આપ ચલે ગિરનારી ઉપર નારી તારી કેવળ પામીરે—કિને૦
જૈન બાળક પ્રભુ નેમ નગીનો વંદન કરે છે શિરનામી રે—કિને૦

૮

ભક્તિ લગાડી આજ શ્રી પ્રભુ જીનરાજ;
આનંદ છે આંહી.
માગુંછું પ્રેમથી, રંગીલા રહેમથી;
ધર્મ અમૃત પાઇ ધર્મી કરશો તો સરશે કાજ—ભક્તિ૦
મુકું ક્રોધ ઉમંગથી, ભજુ સતસંગથી
રટું હરનિશ પ્રભુ નામ અમર કરવા કાજ—ભક્તિ૦

---

૧—ભવ. ( અવતાર. )

૯

મરૂં મરૂં થયો રહી જાગી લે, દુર્લભ નર જન્મ સાધી લે;
શુભ કર્મ કરી લે સંસારે, તું પામ્યો દેહ સુધારી લે.. મરૂં૦
ભાવ ભક્તિ વેલી સિંચવા ભજી લે
સિધી સુખની તૃષા છીપાવા રટી લે
જીન વચનામૃત સારરે
શીરપર ધારી મોક્ષ વધુ તું વરી લે..................મરૂં૦

૧૦

[1]ગ્રહી સુમતિ ધર્મ નિજ ધારીએ— વીરા૦
દયા આણી જીવ ઉગારીએ— વીરા૦
ધર્મ ઉર ધારીએજી, આઠ મદ વિદારીયેજી;
કુસંગ નિવારીએજી
થઇ ધર્મી ધર્મ દીપાવીએ— વીરા૦
નિતિ પંથ પાળીએજી, સત વચન ઉચારીએજી;
સુખે દીન ગાળીએજી
ધરી ધ્યાન ધર્મ સંભાળીએ— વીરા૦

૧૧

ચાલો આનંદે (૨) વિર પ્રભુના સૌ મળીને દર્શન કરીએ
ભવ દુઃખ ભંજન જગદાનંદન એવા જીનંદને વંદન કરીએ
ભાવ ધરી જો વંદન કરીએ તો ભવજળ નિધીથી તરીએ
ક્રોધ માન માયા લોભ દુર કરી દીલ શાંત કરી મન ઠરીએ
સત્ય મનની રટણ માળથી જીનને વધાવી દુઃખ દુર કરીએ-
ચાલો આનંદે૦

---

૧ સારી બુધી.

૧૨.

વિભુ વારે ચઢી વિર સ્વામિરે,
અજે સેજો ઉર ધારી સ્વીકારી;
ગૌતમ રૂપીને તારીને ધર્મ દીપાવી,
દીધું ગણુધર પદ હીતકારી. વિભુ૦
ચંદન બાળાને દુઃખથી ઉગારી;
જ્ઞાન નાગને દીધું જયકારી;
પુર્ણુ પ્રકાશિત સ્વધર્મ આસ્તિક,
થાજો સદા સહાયકારી. વિભુ૦

૧૩.

સદા ભાવે પુંજું પ્રભુ વીરજીરે, શાંત મુખડુ તમારૂં આ ચિત હરે;
કર્મ ચુર ખરે દિનાનાથરે..............................સદા૦

**શાખી**—મોહ જાળની માળમાં, લપટાયો હું નાથ;
પાપ પડળ દુરે કરી, રહી શત તમારી શાથ.

ભવ ભ્રમણુના ફેરા વિદારનાર છો;
મોક્ષપુરીનો માર્ગ દેખાડનાર છો,
નિરાધાર બાળની આશ પુરનાર છો,
શ્રી કૃપાળરે..... ..................................સદા૦

૧૪.

તન મનની માળા ગ્રહી હરખાતાં ચાલો,
ભાવે વંદી મુરતી પ્રભુની લઈ લીયો લ્હાવો;
ધર્મ શબ્દના ઝંકારે મુખ તણા રણુકારે,
ઊરના અંકુર પ્રફુલાવે........................તનમન૦
ત્રીશલા દેવીના નંદ શિધારથ કુલે ચંદ,
ગાઓ ગાઓજી ગાઓ ગાઓ;
એ જીનનાં રૂડાં ગુણુ ગાઈ મનમાં રાખો......તનમન૦

૧૫.

નમન કરૂં જૈનરાજ પ્રીતેથી—(૨)
કષ્ટ મુજ કાપી સદા સુખ આપી;
સુધારો મમકાજ—પ્રીતેથી.
શીશ નમાવું ચિત્તે ચહાવું,
વંદન કરૂંછું પ્રભુ આજ—પ્રીતિથી.
આપ વિના પ્રભુ ફોકટ છે બધુ.
રટું હર નિશ મુકી લાજ પ્રીતિથી.

૧૬.

મહાવીર તમે મુજને રે, નેહ નજરથી નીહાળજો;
મોહ ફંદ દુર કરી, સેવકને શુદ્ધ કરી;
કાળના મોંમાંથી મુકાવજો—વીર તમેરે—મહાવીર૦
માયા જાળ ત્રોડી પાડી હાથ ઝાલો ધર્મ ધારી;
વેગે વિપત્તીને વિદારજો—વીર તમેરે—મહાવીર૦

૧૭.

ધ્યાવો ધ્યાવોજી વિભુ ધરીને માનહો જીનરાજ
પ્રેમે પધારો માહારાજ.
તરવાને કાજે, કર્મને દાઝે આપ સુમતી સાર હો જીનરાજ-પ્રેમે૦
માનો સફળ ઘડી દિન આજ હો જીનરાજ—પ્રેમે૦
પ્રીતેથી ભજીએ અમે જૈન ધર્મ હો જીનરાજ—પ્રેમે૦
બુઝાવો અમ અંતરની ઝાર હો જીનરાજ—પ્રેમે૦
લઈ પરમસુખ પદમાળ હો જીનરાજ—પ્રેમે૦

૧૮.

જગતગુરૂ વિર તોસે લગની લગાયેંગે,
લગની લગાયેંગે પાપ મીટાયેંગે.........જગત૦

ગુણુ તુજ છે અનંત ગાવે ઇન્દ્ર સૂર્ય ચંદ્ર,
અકળ અગમ નીગમ દુખમ કાળથી ઉગારી લે...જગત૦
અહો નાથ પકડ હાથ હ્યો પાસ સમજ દાસ,
અરજ અનુચરકી સત્વર સ્વીકારી લે......જગત૦

૧૯.

શ્રીનેમ શામળીઆ દર્શન કરી તમારૂં—શ્રીનેમ૦
ગિરનારે મળીઆ હરખ્યું આ ચિત્ત મારૂં...શ્રી નેમ૦
સ્યામ વરણુ તન શોભે સારૂં.
આયુ પ્રભુ તુમ સહસ પ્રમાણું;
અવિકારી પ્રભુ છો માયાળુ.
બ્રહ્મચારીમાં તમને વખાણું;
રહાય થજો કરૂણાળુ................શ્રી નેમ૦
દયા કરી પશુ ઉપર દયાળુ,
અવર દેવ નહિ તુમ સમ જાણું;
રૈવત ગિરીપર ધ્યાન લગાઉં;
ભાવથી નીરખી મુખડું રસાળુ.
કાપો કર્મ કૃપાળુ.......................શ્રી નેમ૦

૨૦.

નેમીનાથ ભગવાન પ્રભુજી નેમીનાથ ભગવાન,
આપ કૃપાથી કામ આરંભ્યુ કરજો પુરી હામ—પ્રભુજી૦
ઇચ્છા હમારી પુરણ કરવા, આપ છો ગુણ નિધાન—પ્રભુજી૦
જુઠી છે કાયા જુઠી છે માયા, જુઠું જગત તોફાન—પ્રભુજી૦
જ્ઞાન વર્ધક આમ કહે છે, સત્ય છે આપનુ ધ્યાન—પ્રભુજી૦

૨૧.

આવજો આવજો રે ભાઇઓ, ભણવાને વહેલાં આવજો;
ધર્મ સંબંધી જ્ઞાન મેલવવા, જૈન શાળામાં વેહેલાં આવજોરે—

રમવું ભમવું છોડી દઇને, ચિત્ત તમો તેમાં રાખજોરે—ભણવા૦
ગુરૂજીને પ્રીત વંદન કરીને, શિક્ષા રૂડી તમે પામજોરે—ભણવા૦
ગુરૂજી પાઠ આપે તેહ કરજો, આનંદ મનમાં લાવીરે—ભણવા૦
કપુરચંદ શીખ કહે છે સારી, અંતર આનંદ રાખીરે—ભણવા૦

૨૨.

સહુ સ્તવો ધીર વીર આગે
જેથી ભવ દુ:ખડાં ભાગે;
શુદ્ધ ભાવ ધરી જો ભાવો,
મુક્તિફળ મેવા પાવો.
ભયો સિદ્ધ સ્વરૂપી સાચો,
પરદેવ જુઠા નહિ યાચો;
વાંચ્છીત પુરણ ગુણ ગાઓ,
સમકીત દીપક દીપાવો;
અમૃત રૂપી જીન વાણી,
ઉર ધરોને સાચી જાણી;
નમો નમો અલૌકીક આણી,
વરવા સત્વર શિવ રાણી—સહુ૦

૨૩.

મોહે તારોજી તારોજી કૃપા કરીને તરણ તારણ જીનરાજજી,
માનવ ભવમાં ભમતાં ભમતાં ઉગારોને કૃપાકારી—મોહે૦
કાળ અનાદી રખડી કયાંય ન લાગ્યો થાક,
કયારે શિવ રમણી ગાઢીસ ગોતી,
આશા ખરેખર મોટી.........................મોહે૦

૨૪.

શુણો શાંતી જીનેશ્વર આજ બડે માહારાજ અરજ એક મોરી,
મે ભવ ભવ ભટકત ગૃહી સેવના તોરી;
તું શમતામે સરદર સુખી કરનાર શીતળતા ભારી;
તુંજ ચંપક વરણી કાય દિસે રઢીઆળી[1] સુણો૦
તુંજ નામે નાશે પાપ અને સંતાપ કરીને આપ ભુજંગ[2] ભારી,
શ્રદ્ધા સંયુકતે જપે નામ જયકારી. સુણો૦
તપ જપ સંજમમાં રકત થઈ આશકત,
બનીને ભગત પ્રભુજી તેરો;
નિશ્ચય કાઢી લેકાજ મીટે ભવ ફેરો સુણો૦
નવ તત્વ[3] ઘણા જે મહત્વ[4] ધારી અંતરમાં,
વિચરે વિવેકી જન ધન્ય તે જનમાં. સુણો૦
નીરખી અનુપમ દેદાર અતિ શ્રીકાર કૃપાનીધી તેરો,
ઈંદુથી[5] ઉલસિત ઉદધિ મન પ્રભુ મેરો. સુણો૦
સુર[6] નરવર[7] કરતે સેવા ભાવથી કેવા મોક્ષ પદ લેવા,
શુધ આલંબન અચીરા સુત[8] તે તો દેવા. સુણો૦
અબ પુરો જૈન બાળ આશ જીનેશ્વર ખાસ શરણ હૈ તેરો,
ભવ અટવી પાર ઉતાર હસ્ત ગૃહી. મેરો

૨૫.

મહાવીર પ્રભુ તોરી બલિહારી જાઉંરે મહાવીર૦

---

૧ સારી ૨ મોટો નાગ ૩ તત્વ નવ છે ( જીવ. અજીવ, પુણ્ય, પાપ, આશ્રય, શાવર, નિર્જરા બાંધને મોક્ષ ) ૪ જીવણાં નવે તત્વનું સ્વરૂપ સમાયલું છે તે વીશે મનમાં ધારણા કરવી ૫ ચંદ્ર, ૬ ઈંદ્ર ૭ ચક્રવર્તી. ૮ શાંતીનાથ મહારાજ.

બલિહારી જાઉ રે, બલિહારી જાઉ રે.
(તું) નાથ નિરંજનરે ભક્ત ભય ભજંનરે,
શિધારથ કુળમે આયા
ત્રીશલા દેવી જાયા[1]
છપ્પન કુંવરી મળી હુલરાવ્યા[2] બહુરે. મહાવીર૦
બહોતેર વર્ષ આયરે[3]
કેશરી[4] લંછન પાયરે,
ક્ષત્રીય[5] કુંડે જન્મ હોવે;
ભવી જનના મન મહોયે[6]
કંચન વરણી દેહ શોહે[7] ઘણીરે. મહાવીર૦
યશોમતી રાણીરે.
પ્રેમે પરણાવીરે,
ત્રીશ વર્ષ રહી ઘર વાસે,
ચારિત્ર લીએ હુલ્લાસે
દ્વાદશ છદ્મસ્થાવસ્થાસે[8] ગાળીરે. મહાવીર૦
કેવળની પાયુરે[9]
શાશન[10] દીપાવ્યુંરે;
ગણધર[11] વર અગિયાર;
થાપના કીધી સાર,
જેણે ભવિક ઉપરે ઉપકાર કીધોરે. મહાવીર૦

---

૧ પુત્ર ૨ રમાડયા ૩ આયુ ૪ કેશરીસિંહ ૫ ક્ષત્રી કુંડ નામના નગરમાં ૬ આનંદ પામે ૭ શરીર દેખાય. ૮ છ પદ્મ અવસ્થા એટલે ચારિત્ર લીધા બાદ કેવળ જ્ઞાન ઉપન્યુ ત્યાં સુધીનો વખત ૨ પ્રાપ્ત કર્યું ૩ જૈન શાશન ૪ પ્રધાન.

ધ્યાવે સુખ પાવેરે,
રિદ્ધી[1] સિદ્ધી આવેરે;
જૈન બાળ પ્રણુમે ભાવે,
દુરિત[2] દુરે જાવેરે;
મન તણા મનોરથ પુરણ થાવેરે. મહાવીર૦

૨૬.

ધ્યાનમેં ધ્યાનમેં ધ્યાનમેં
હમ મગન ભયે મલ્લિ ધ્યાનમે,
રંગ કાથા ચુના સ્યુ પાનમેરે હમ૦
ચેતન રાય તુ જે સમજાતું
સુણુ શીખામણુ સાનમેરે હમ૦
મમતા મોહ મગનતા છંડી
પુર્ણ થા અમૃત પાનમેરે. હમ૦
આતમ અનુભવ[3] જબ પ્રગટાયો
કાજ સર્યો સવિ જ્ઞાન મેરે. હમ૦
હીરાચંદ હંમેશ હર ઘડી,
તાન લગા જીન તાન મેરે. હમ૦

૨૭.

કહું હું ધર્મ વિષે કહાણી. ટહું હું ધર્મ વિષે કહાણી—ટેક.
પુર વિષે જન્મ્યો પણ પ્રાણી, દયા મનમાં નવ આણી. કહું૦
રખડયો કાળ અનંત જીવડા, ભજ્યો ન જૈન મન આણી. કહું૦

---

૧ સંસારીક હરેક પ્રકારનું સુખ, ૨ આત્માનુ પરિપુર્ણ સુખ ૭ પાપ ૮ જેવી રીતે પાનની સાથે કાથા ચુનાનો મેળાપ થતાં જે રક્ત વર્ણ મુખને મળે છે તેમ મલ્લીનાથ ભગવંતના ધ્યાનમાં આ રૂપ થતા હદય રંગીત થાય છે. આત્મજ્ઞાન.

ચંદ્ર શમ જૈન ધર્મ છે ઉજળો, ભજો શુભ અવશર જાણી. કહું૦
દ્રદ્રિતા તો નાશજ પામે, જાણી હોયે જૈન વાણી. કહું૦
વાહાલી વસ્તુ જે છે મુરખડાં, કેમ જુવે છે તું પ્રાણી. કહું૦
લઈ જવું ભાઈ નથી ત્યાંઈ શમજ શમજ મન જાણી. કહું૦
જીનેશ્વર પ્રભુ પ્રેમથી કાંઈ પ્યારા, ભજી લે દીલ પ્રેમ આણી. કહું૦

૨૮.

મહાવીર પ્રભુ તુજ ગુણકી રચું માળ,
તુંજ ગુણકી રચું માળ. મહાવીર૦
ચંબેલી ચંપક જાઈ જુઈકી,
માળ સુગંધ રસાળ. મહાવીર૦
મણી[1] મુક્તાફળ કનક[2] રૂપેકી,
માળા શોભે શ્રીકાર. મહાવીર૦
અકલ બ્હેર[3] સુખડ સુતરકી,
તુંજ શાશને પ્રચાર. મહાવીર૦
મનકી માળા[4] સબશે મોટી,
અરિહંત ધ્યાન ઉદાર. મહાવીર૦
જૈન બાળ તું અંતર ઘટમે[5],
ફરી ફરી એહ ફેરાવ. મહાવીર૦

૨૯.

પ્રભુ છોરે તમે તમે સમુદ્ર વિજયના પુત્ર તમે નેમનાથ,
શિવા દેવી માતા તમારી, જાદવ કુળ પ્રખ્યાત.
લઈ જાન આખું ગામ તેની ઠામ મનમાં હામ;

---

૧ જાત જાતના રત્ન ૨ શોનાના પાશાની ૩ કાળા સુશોભીત પારાતી કે અરબસ્તાનમાં થાય છે ૪ ઉપર કહેલી બધી માળાઓ કરતાં અરિહંત પદનું ધ્યાન મન દ્વારા કરવું એ ઉત્તમ માળા છે. ૫ મનમાં

નેમનાથ તમે છો રંગીલા, કૃપા કરોને આજ પ્રભુ૦
નેમનાથ ત્યાંથી ચાલ્યા, ઉગ્રસેનને દ્વાર:
રસ્તે જોયાં, પશુ રોયાં, મનમાં મોયાં, તનમાં રોયાં,
સારથીને કહે રથ ફેરવી ચાલો ગઢ ગિરનાર, પ્રભુ૦
રાજુલ ત્યાં સમજાવા આવી, પ્રભુ આપની પાસ,
ઝાલો હાથ, મારા નાથ, આવું શાથ, જોડી હાથ;
જ્ઞાન વર્ધક મંડળી ગાવે, ઉતારો ભવપાર. પ્રભુ૦

## ૩૦.

આ મૃગ જળ શમ સંસાર સમજી લે, દાના,
દુર્લભ માનવ અવતાર, પામી સુધારી લે શાણા
બાલપણું કા વ્યર્થ ગુમાવે,
જુવાની જોશમા ધર્મ ન ધ્યાવે,
વૃદ્ધપણા એ મરણાંત કાળે,
ભજ તું શ્રી જીનરાજરે. આ મૃગ૦
મરણ તને અણચિંતવ્યું આપે,
સમજ સમજ કિંચીત મન માંહે.
નાગકેતુ પેરે ભાવથી લ્હેરે,
ઘટ ઘટમાં પ્રગટાવેરે. આ મૃગ૦

---

**સંવત્ ૧૯૫૯ની સાલમાં શ્રી ગચ્છપતી આચાર્ય શ્રી પુજ્યજી**
**રખ શ્રી ૬ ખુપચંદજી કલાણચંદજી સુરીશ્વરજી**
**મહારાજ અતરે શ્રી પોરબંદર પધાર્યા**
**તે વખતે બાળકોએ આપેલું.**

**ગાયન.**

**૩૧.**

ગુરૂજી તમે કૃપા બહુ કરી, સંગની વિનતિ આપે ઉરમાં ગ્રહી;
ખુપચંદજી સ્વામિ અંતરજામી, છો ગુણના ભંડાર;
ઘણા વરસે[1] આહી પધાર્યા, ઘણો કર્યો ઉપકાર. ગુરૂજી૦
પુજ્યજીને સહુ કોઈ વંદે, નરનારી ઉજમાર;
ભક્તિ કરે ભલી ભાવસુ, હૈયે હરખ અપાર. ગુરૂજી૦
ગુણવંતા ગુણીઅલ ગંભીરા, તરણ તારણ મહારાજ:
આશા પુરણ અંતર જામી, કરો ક્રોડ કલ્યાણ ગુરૂજી૦
દેશ વિદેશ વિહાર કરીને, બુઝવ્યા નર ને નાર;
ભવિક જીવનો સંસય ટાળી. વળતો આનંદકાર. ગુરૂજી૦
નાના ચેલા મોટા ચેલા, છગન, મનોરની જોડ;
સર્વે ચેલા સાથે રહીને, પુરે મનના કોડ. ગુરૂજી૦
મોતીચંદજી ગોકળચંદજી, છે ગુણના ભંડાર;
વ્યાખ્યાનમાં ઉતરાધ્યીન વાંચે, કરી અર્થ અપાર. ગુરૂજી૦
નારણજીભાઇ નેમચંદભાઇ. બે શ્રાવકનો સાથ;
જ્ઞાન વર્ધક જૈન શાળા મંડાવી. વર્તાવ્યો જયકાર, ગુરૂજી૦

---

**અતરે શ્રી પોરબંદરથી શ્રી પુજ્યજીને વિહાર કરતી વખતે બાળકોએ આપેલું ગાયન.**

**૩૨.**

ગુરૂજી તમે નિરાશ નહિ કરો, પોરબંદરથી વિહાર શાને કરો;
વિદેશ ગયા ગુરૂ નહિ વિશરો, છો ગુણના ભંડાર;
આપ અમારી સંગે રહી પછી, શીદ કરોછો વિહાર. ગુરૂજી૦
માસ ગણ્યા ને પક્ષ ગણ્યા, અમે ગણ્યા દિવસ ને વાર;
શુભ દિવસનો અવસર જાતાં, ક્ષણું નવ લાગી વાર. ગુરૂજી૦
વિદેશ ગયાં દીલગીરી પુરી, સાંભળશો વાર હજાર;
આવતું ચોમાસું આંહી પધારી; કરશો અમ ઉપકાર. ગુરૂજી૦

આપ અહીઆંથી વિહાર કરશો, અમો થઇશું ઉદાસ;
કર જોડીને કપુરચંદ વંદે, આપ ચરણ આ દાસ. ગુરૂજી૦

૩૩.

પ્રેમથા હું વંદુ વિર પ્રભુ આજ,
મને સ્થાપો તમારી પાસ, હું આવ્યોછું ધરી આશ. પ્રેમ૦

સાખી—મુર્તિ પ્રભુની નિરખતાં, ઉર આનંદ અધીક ભરાય;
પ્રભુ શરણુને સેવીએ તો ભવના પાતીક જાય.

ભવો ભવ ભટકી શરણે તીહારે આવ્યોછું હવે તારે,
દુરગતિ ટાળક હે વિભુ, વિનતડી અવધાર;
ગણુધર પદ સ્થાપન કરી, પ્રભુ કર્યો ઉપકાર;
નેહ નજરથી તારી લઈ, તેડો શીવપુર સાર. પ્રેમથી૦

૩૪.

વહેલાં વહેલાં થાઓ રે, અંતર આનંદ લાવોરે;
જીનેશ્વર વાહાલાં ભેટવા હોજી........................ટેક.
હાંરે ભેટે તન મન પાવન થાય,
હાંરે કાંઈ ભવ દુઃખ દુરે જાય ........................વેહેલા૦
અકેકુ ડગલું ભરે, પ્રભુ શન્મુખ ઉજમાળ;
ક્રાડ સહસ ભવના કરે, પાપ ખપે તત્કાળ;
મોક્ષ મહેલ વેગે લહે, અંતર ધારે વહાલ
ભવી તમે ભાવોરે—જીનેશ્વર૦
પ્રભુ જીનેશ્વર વિર તણી મુર્તી બહુ શોહાય;
શાંત સુધારશ શોભતી, કરતી શીતળ છાંય;
જોતાં સ્વર્ગ શિરોમણી, મનમાં હરખ ન માય
ભાવ શુભ લાવોરે—જીનેશ્વર૦

૩૫.

આવ્યો ગુરૂ આપ શરણુ આ દાસ આજ હોંશ ધરી મુજ અંગમાં;
આપી બોધ મુજને ઊતારો ભવપાર, મહેર કરી નિજ મનમાં;

**સાખી**—દસ્ત ગ્રહી મુજ પ્રેમથી, ઉતારો ભવપાર
રહેમ લાવી આ દાસપર, આપો શુદ્ધિ સાર.
અમે પડી આપને ચર્ણું, શીક્ષા શીર ધરીએરે;
ગુણીજન ગુણ ધર્મના, ગાય શાંતી ચીત્તે સ્મરીરે,
ખરોને ભાઇઓ કહ્યું ગુરૂ તણું કાન,
પ્રીતેથી કરો સ્વધર્મ રપનું પાન,
પામો નાગકેતુ શમ શન્માન,
રટો હરનીશ ધર્મનું ધ્યાન.
**સાખી**—ધર્મ સમજાવો પ્રીતથી, અંતર આંણી વહાલ;
અવસર ગુરૂ છે આજનો, કોણે દીઠી કાલ.
આવ્યો.

૩૭.

લે લાગીરે મનડામાં મુજને ધરમ તણી,
ચંચળ ચિત્તડું ચોંટયુ, વંદુ જૈન ભણી    લે લાગી૦
આનંદ વાધ્યો ધર્મ પ્રેમ જાગ્યો,
અવર સ્નેહ મેં તો ત્યાગયો રે.    લે લાગી૦
ભવ ભય ભાગ્યો મન મેલ ત્યાગ્યો,
હ્રદયે રણકારો, જૈન વાગ્યો રે.    લે લાગી૦

૩૮

મારૂં તો મનડું ગુરૂ જ્ઞાનમાં આજ લાગ્યું,
ગુરૂ જ્ઞાન લાગ્યું અને અજ્ઞાન ભાગ્યુંરે.    મારૂં૦
સાખી - મારૂં મારૂં મેં કર્યું, મારૂં નહિ કાંઈ આંહી;
સ્હાય કરે ગુરૂજી મને તો ભવજળધી તરાય.
જન્મ મરણ તણું દુઃખ ભાગ્યું રે.    મારૂં૦
**સાખી**—ભરમાવુ નહિ ભુલીને ખોટા આ સંસાર;
જૈન ધર્મ સ્મરવા લીધો મનુષ્ય જન્મ અવતાર.

૩૯.

લિયો લિયો વિર પ્રભુ નામ, પ્રીતેથી (૨)
ભવ જંગલનો ફંગલ ટળે,
મળે અવિચળ ધામ. પ્રીતેથી૦
સુખનુ એ છે શાધન સાચું,
કાચુ અવર છે તમામ. પ્રીતેથી૦
જન્મ મરણથી તારે ઉગારે,
આપે અતુલ આરામ. પ્રીતેથી૦

૪૦.

પાખંડી પંથ છોડી પામો ભવપાર (૨)
પ્રભુથી પ્રીત જોડી પામો ભવપાર,
અસાર આ સંસારે જીવડો,
જન્મે વારે વારે ધાર. પાખંડી૦
ગર્ભવાશના ત્રાશ પછી બને,
બાળ પરાધિન રહી રડનાર. પાખંડી૦
બાળ યુવા બુઢા પણ આવે,
બદલે બાજી એમ અપાર. પાખંડી૦
પોષણ અર્થે અન્ન જળ જોઇએ,
ઔષધ રૂપી એ માનો સુખ ન લગાર. પાખંડી૦
તોપણ અંતે મરવું ફરી જનમવું,
જેનો નહિ સુમાર. પાખંડી૦
એમ ભટકવાથી અટકવા ઉપાય સાચો,
જૈન ધર્મ ભજો સુખ સાર. પાખંડી૦



શ્રી ૧ા

# અગાઉથી આશ્રય આપેલ ગૃહસ્થોના નામનું લીસ્ટ.

| બુક | નામ. |
|---|---|
| | **પોરબંદર.** |
| ૧૦ | માહરાજ પુજ્ય મેગજી રામચંદજી |
| ૫૦ | શેઠ હરકીશનદાસ રામજી |
| ૨૫ | ,, નારણદાસ કલાણજી બોડા |
| ૧૫ | ,, ઝવેરચંદ લવજી ગાંધી |
| ૧૨ | ,, ડુંગરશી જાદવજી |
| ૧૦ | ,, માણેકચંદ ધરમશી |
| ૧૦ | ,, ભીમજી અમરચંદ ગોશરીયા |
| ૧૦ | ,, પરમાણંદ મકનજી |
| ૧૦ | ,, ચતરભોજ નાનજી |
| ૧૦ | ,, લીલાધર મુળચંદ ગોશરીયા |
| ૧૦ | ,, રામજી સુંદરજી |
| ૧૦ | ,, ઓતમચંદ ધરમચંદ |
| ૧૦ | ,, મોહનલાલ ધારશી વોરા |
| ૫ | ,, જુઠા લવજી ગાંધી |
| ૫ | ,, જગજીવન દેવજી બખાઈ |
| ૫ | ,, જેચંદ પરશોતમ શાવડીઆ |
| ૫ | ,, નરશી લવજી ,, |
| ૫ | ,, વશનજી કેશવજી |
| ૫ | ,, પ્રેમજી વલભજી |
| ૫ | ,, કપુરચંદ અમરચંદ–બખાઈ |
| ૫ | ,, લખમીદાસ ખીમજી–વાડીયા |
| ૫ | ,, કરશન પ્રાગજી |
| ૫ | ,, એક સદગૃહસ્થ તરફથી |
| ૫ | ,, કારા હીરા–કંદોઈ |
| ૫ | ,, ધનજી હીરા ,, |
| ૫ | ,, ધરમશી જીવા ,, |

| બુક | નામ |
|---|---|
| ૫ | શેઠ મોતીચંદ હરખચંદની વિધવા બાઈ શેજુ |
| ૪ | ,, માણેકચંદ પ્રેમજી |
| ૩ | ,, શોભાગ્યચંદ કલાણજી બોડા |
| ૩ | ,, નાગરદાશ વલભજી |
| ૨ | ,, કાલીદાસ દેવકરણ |
| ૨ | ,, રતનજી કલાણજી |
| ૨ | ,, વલ્લભદાસ રાઘવજી ઢાંકી |
| ૧ | ,, ભાઈચંદ ઘેલાભાઈ |
| ૧ | ,, નારાણજી દેવજી |
| ૧ | ,, તુલશીદાસ અભેચંદ |
| ૧ | ,, હેમચંદ ખીમજી શાવડીઆ |
| ૧ | ,, મગનલાલ દેવચંદ ઢાંકી |
| ૧ | ,, ઓધવજી સુંદરજી |
| | **મુંબઇ.** |
| ૫૦ | શેઠ ભગવાનદાસ હરજીવન વેલજી |
| ૨૦ | ,, વશનજી નથુ |
| ૧૦ | ,, ગોકળદાસ માધવજી |
| ૧૦ | ,, લાલજી જગજીવન } પોરબંદર |
| ૧૦ | ,, દામજી હાથી } વાળા. |
| | **જુનાગઢ.** |
| ૧૦૦ | શેઠ નથુભાઈ કિરપારામ |
| | **કલકત્તા.** |
| ૧ | શેઠ હીરાચંદ સેસકરણ ભણશાલી |
| | **ઉ.ણ.** |
| ૫ | પુજ્ય રખ ચીમનજી હરખચંદજી |

| બુક | નામ. |
|---|---|
| | **પાલણપુર.** |
| ૨ | મેતા ચેલમજી ઉમેદ |
| ૨ | ,, લલ્લુ વેલચંદ |
| ૨ | ,, સુરજમલ લલુભાઇ |
| ૨ | ,, સુખમલ હેમરાજ |
| ૨ | કોઠારી મણીલાલ મલુકચંદ |
| ૨ | બક્ષી ફોજરાજ ધરમચંદ |
| ૧ | મેતા પીતામ્બર ઇશ્વર |
| ૧ | ,, રાજકરણ ભોજરાજ |
| ૧ | ,, જશા તળશી |
| ૧ | ,, શોભાગ્યચંદ વીરચંદ |
| ૧ | ,, સુરજમલ ગુમાનચંદ |
| ૧ | ,, મગન મયાચંદ |
| ૧ | ,, મંછા ઇશ્વર |
| ૧ | ,, ઉમેદ મુળચંદ |
| ૧ | ,, તલકા ભવાન |
| ૧ | ,, ઉજમ નાથા |
| ૧ | ,, મોહનલાલ ચેલજી |
| ૧ | ,, લક્ષ્મીચંદ તળશી |

| બુક | નામ. |
|---|---|
| ૧ | મેતા મોહનલાલ મલુકચંદ |
| ૧ | ,, ડુંગર હકા |
| ૧ | ,, ડુંગર હકા |
| ૧ | ,, બેચર ભુખણ |
| ૧ | ,, રતનચંદ ઉજમ |
| ૧ | ,, મણીલાલ ભવાન |
| ૧ | ,, ગફુર ચુનીલાલ |
| ૧ | ,, જશકરણ જીવરાજ |
| ૧ | ,, ખેમચંદ ચેલજી |
| ૧ | ,, ધુળા લવજી |
| ૧ | ચોધરી પુનમચંદ જેચંદ |
| ૧ | ,, માણેકચંદ ભીખા |
| ૧ | ,, જક્ષી ગોદડ |
| ૧ | ,, ગુલાબચંદ લવજી |
| ૧ | ,, ગગન ભોજા |
| ૧ | પારી. વચ્છરાજ નેહાલચંદ |
| ૧ | વકીલ ચુનીલાલ ગોદડભાઇ |
| ૧ | ઝવેરી કેવળ મુળચંદ |
| ૧ | ભણશાલી દલછા જોઇતા |
| ૧ | માદી ઝવેરચંદ રતનચંદ |

# બાળકો માટે શ્રી ધર્મ સંબંધી(ઓળખાણ)ના સવાલ તથા જવાબ.

સવાલ—આપણો ધર્મ શું, અને તે કયો ધર્મ છે ?

જવાબ—આપણો જૈન ધર્મ, જે લોકાગચ્છને નામે ઓળખાય છે અને હરેક મનુષ્ય તથા પ્રાણી પશુ વીગેરે ઉપર દયા ર તે આપણો ધર્મ છે.

સ૦—આપણા લોકાગચ્છ ધર્મની શાખા કેટલી છે અને તે કઈ કઈ?

જ૦—ત્રણ શાખા છે અને તે પક્ષ કહેવાય છે તેમાં ૧ કેશવજી પક્ષ ૨ કુંવરજી પક્ષ ૩ ધનરાજજી પક્ષ.

સ૦—ત્રણ પક્ષ છે તેમાં મોટી પક્ષ કઈ અને આપણે કયા પક્ષમાં છીએ ?

જ૦—કેશવજી પક્ષ મોટી કહેવાય છે અને આપણે પણ તેજ પક્ષમાં છીએ.

સ૦—કેશવજી પક્ષનો જથો કયા ભાગમાં છે.

જ૦—ગુજરાતમાં છે અને તેથી આપણે ગુજરાતી લોકાગચ્છ કહેવાઇએ છીએ.

સ૦—આપણે કેશવજી પક્ષમાં છીએ તો તે પક્ષના ગચ્છપતી કોણ અને સદા કાળ ક્યાં વિચરે છે.

જ૦—આપણા કેશવજી પક્ષના ગચ્છપતી આચાર્ય પુજ્યશ્રી ૬ ખુપચંદજી કલ્યાણચંદજી સુરીશ્વરજી માહારાજ હાલ બીરાજમાન છે અને તે રંડેર માં નિવાસ કરે છે.

# વિજ્ઞપતિ.

સરવે જૈન ભાઇઓને ખબર આપવામાં આવે છે કે સદરહુ બુક જેઓને જોઇતી હોય તેઓએ નીચેને ઠેકાણેથી રોકડી કીંમતે મંગાવી લેવી.

કપુરચંદ વાલજી કંદોઇ.

પારેખ ચકલા રોડ—પોરબંદર.